# મધુ-બંસરી.

નાટકનાં ગાયનો અને રૂપ રેખા.

લેખકઃ—

નૃસિંહદાસ ભગવનાદાસ વિભાકર

બી. એ, એલ એલ બી

બેરિસ્ટર-એટ-લૉ

છપાવી પ્રસિદ્ધ કરનાર,

બાપુલાલ બી. નાયક.

મુંબાઇ ગુજરાતી નાટક મંડળીના માલિક.

હાલ મુકામ અમદાવાદ-ઘીકાંટા માસ્તર થીએટર.

આવૃત્તિ ૫ મી    પ્રત ૧૦૦૦.



ધી જૈન એડવોકેટ પ્રેસ ઘીકાંટા અમદાવાદમાં વાડીલાલ બાપુલાલ શાહે પ્રસિદ્ધ કર્તા માટે છાપ્યું

સંવત ૧૯૮૧    સને ૧૯૨૫

મૂલ્ય ૦-૪-૦

ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ નિવેદન-

ભિન્નરુચિર્હિલોક ! આ સૂત્રનું સૌથી સચોટ સમર્થન ખરું કરીને આ જૂની રંગભૂમિ પૂરૂં પાડે કે મ્હારી પોતાનીજ કૃતિઓ સંબંધી મને બહુજ ભિન્ન ભિન્ન અભિપ્રાયો મળ્યા છે દૃષ્ટાંત તરીકે કોઈને "સ્નેહ-સરિતા" પસંદ પડેલ છે તો કોઈને "સુધા ચંદ્ર", કોઈને શૃંગાર ગમે છે તો કોઈને હાસ્યરસ તો કોઈને સામાજિક પ્રશ્નોનું મ્હારૂં નિરૂપણ, કોઈને મ્હારી ભાષા અસરી લાગી છે, તો કોઈને મ્હારી શૈલી "મોહક અને જોરદાર" લાગી છે કોઈને મ્હારાં સ્ત્રીપાત્રો આર્ય સભ્યતાની હદ વટાવી જતાં લાગ્યા છે તો કોઈને વિલાસકર શૃંગારને શુદ્ધિ અને સભ્યતાની સીમામાં રાખીને તેમાં આશ્ચર્ય કારક મીઠાશ અને મોહકતા મેળવતો લાગ્યો છે, અને પોતાના નાટકોમાં "સ્ત્રીને માત્ર દાસી કે ભોગ્ય નહિં," પણ "બુદ્ધિમાં, હૃદયમાં, સંસ્કારમાં, અનુભવમાં, કોઈ રીતે પુરૂષથી ઉતરતી નહિ એવી સમોવડી સખી" ચિતરેલો જણાયો છે

લોકરૂચિની આ ભિન્નતાને લીધે સ્વભાવિક રીતે લેખકનું કાર્ય વધારે મુશ્કેલ બને છે કોની કસોટી સાચી માનવી અને કયા પ્રેક્ષકોને રીઝવવા એ એક વિચારણીય પ્રશ્ન થઈ પડે છે, વળી યુરોપ અને અમેરીકામાં રંગભૂમિનો જેટલો વિકાસ થયો છે તેટલો આપણે ત્યાં થયો નથી ત્યાં સુશિક્ષિત લેખકો, સંસ્કારી પ્રેક્ષકો તેમજ કેળવાયલા નટોની સંખ્યા ઘણી મ્હોટી છે ત્યાં જુદી ભૂમિકાના પ્રેક્ષકગણ મળી શકે છે અને તેથી ત્યાં જુદા જુદા વર્ગની રૂચિ અનુસાર જુદા જુદા રસની નાટ્યકૃતિઓ બહાર મૂકી શકાય છે પરંતુ આપણે ત્યાં તો અનેક ભૂમિકાઓના પ્રેક્ષકોનો બનેલો એકજ મિશ્રીત વર્ગ એક સામટો એકજ ઘટનાથી સંતોષવાનો હોય છે. તેટલા માટે જેઓ કંઈક અંતિમ ઉદ્દેશથી અથવા તો પોતાના દેશમાં પ્રસરતા નવ ચેતનને વેગ આપવા આપણી રંગભૂમિ માટે લખવાની અભિલાષા રાખતા હોય, તેઓના માર્ગમાં જેવી તેવી મુશ્કેલીઓ ઉભેલી નથી. ઉપરાંત, એ પણ ભૂલી જવાનું નથી કે નાટક કંપનીઓની દૃષ્ટિથી રંગભૂમિ એક ધંધાર્થી પેઢી છે અને એમ માનવાનો તેઓને સંપૂર્ણ હક છે. જેટલે દરજ્જે તેઓ રંગભૂમિને જાહેર શિક્ષણશાળામાં બદલાવવા રાખે તેટલી તેઓની કું તો ...

રતા અને સ્વદેશપ્રીતિજ માનું છું. આ સર્વ દષ્ટિબિંદુઓ ધ્યાનમાં રાખનાર પ્રેક્ષક તેમજ સમાલોચક સમજી શકશે કે આપણી રંગભૂમિની ગુંચવણ ભરેલી યાંત્રિક તેમજ માનુષિક ઘટનાને અનુકૂળ થઇ, ભૂત વર્તમાન કે ભવિષ્યના ભલે અપૂર્ણ અને ઝાંખાં પણ રેખચિત્ર ચિતરવામાં માત્ર પાંડિત્ય કે રસશાસ્ત્રનું જ્ઞાન બસ નથી. આ દિશામાં થોડી પણ સફળતા મેળવવા માટે પાંડિત્ય કરતાં કુદરતી રણકો અને રસશાસ્ત્ર કરતાં માનસશાસ્ત્ર વધારે ઉપયોગી અને અનિવાર્ય જણાય છે, અને તેથી આપણી રંગભૂમિ અર્થે સર્જાએલ કૃતિઓને માત્ર પાંડિત્ય કે રસશાસ્ત્રની કસોટીથી કસવી તે અન્યાય ભરેલું તેમજ નિરર્થક છે તેવીજ રીતે રંગભૂમિનું કાવ્ય પણ જુદીજ દૃષ્ટિથી વિચારવાનું છે જે કંપનીઓમાં ખાસ સમર્થ સંગીતશાસ્ત્રી રોકવામાં આવેલ હોય છે ત્યાં લેખકને ફાવે તેવા રાગમાં કે છંદમાં સ્વચ્છંદી રીતે અને તેની લંબાઇ પહોળાઇમાં વિહરવાની છૂટ હોતી નથી "સારીગમ" ના ચોક્કસ ગોકઠાથી બહાર તેનાથી યત્કિંચિત્ ખસી શકાતું નથી મર્યાદિત સમયમાં મર્યાદિત "સારીગમ" માં અને મર્યાદિત પ્રસંગમાંજ તેણે પાત્રોનું હૃદયમંથન આલેખવું પડે છે અને તેથી સ્વતંત્ર છંદો અને કાવ્યોમાં વિહરનારને જે શબ્દપ્રયોગો અને ભાવાલેખનની જે સ્વતંત્રતા મળે છે તે રંગભૂમિના કાવ્યમાં મળી શકતી નથી. અને તેટલે દરજ્જે નાટકકારને કવિઓની કલ્પનાશક્તિ કરતા ઔચિત્યબુદ્ધિ અને પ્રમાણબુદ્ધિનો વધારે ઉપયોગ કરવો પડે છે

આ સર્વ છતાં હું તો આપણી રંગભૂમિ માટે વધારે ને વધારે આશાવાદી બનતો જાઉં છું સતત્ પ્રયત્નોથી લોકરુચિ ઘણી કેળવી શકાય તેમ છે એવો મારો નમ્ર અનુભવ છે. સમાજસેવા અને સાહિત્યસેવાની ધુન કદાચ સર્વ નાટક કંપનીઓમાં એકદમ જગાવી ન શકાય, તોપણ ધંધાની દૃષ્ટિયા નાટક કંપનીઓની આબાદી જાળવીને, રંગભૂમિદ્વારા કળા તેમજ લોકશિક્ષણ સંબંધી ઘણી સિદ્ધિ થઇ શકે તેમ છે એ મ્હારી શ્રદ્ધા વધારે દૃઢીભૂત થતી જાય છે. આ નમ્ર નાટકદ્વારા બીજાઓને પણ હું મ્હારી શ્રદ્ધાનો થોડો પણ ચેપ લગાડવા સદ્ભાગી થઇશ તો મારા ધાર્યા કરતાં આ નવીન નાટ્યકૃતિની ઘણી વધારે સફળતા થયેલી ગણીશ.

મુંબઇ,
તા. ૨૮મી જુલાઇ ૧૯૧૭ } નૃ. ભ. વિભાકર.

# પાત્રોની નામાવલિ.

## પુરૂષ પાત્રો.

**મધુસૂદન**—નવદુર્ગનો સહૃદય સમાજસેવક, વિમલકાન્ત ઉર્ફે ચક્રાન્ત નામના અમીરી ખવાસવાળા મુફલીસ મજૂરનો પુત્ર, સ્નેહવીણાનો સહોદર, પાછળથી શોભનપુરનો પ્રધાન " આત્મપ્રકાશ " અને સુવર્ણનગરનો લોકનાયક " જ્યોતિકાન્ત ' બસરી બળાનો હૃદયેશ્વર

**સર પ્રમોદરાય**—નવદુર્ગનો " આબરૂદાર " શહેરી, ' વિશ્વસુધારક ક્લબ " નો પ્રમુખ "શોભાનપુર ઇમ્પ્રુવમેન્ટ કંપની લીમીટેડ " આદિ અનેક જોઈન્ટ સ્ટૉક કંપનીઓનો ડિરેક્ટર

**રાજા બહાદુર સાધુલાલ શંકરલાલ સટોરીયા**—' વિશ્વસુધારક ક્લબ " નું નાક.

**ખાનસાહેબ મૌલાબક્ષ હુસેનબક્ષ**—" વિશ્વસુધારક ક્લબ " ની શોભામાં અભિવૃદ્ધિ કરનાર મેમ્બર

**શ્યામસુંદર પન્દુ ખમજન**—" ક્લબ " ના અતિ વિચારશીલ બેતાજબિન " પંદુ ખમજન " મેમ્બર

**ઇન્સ્પેક્ટર અજીત**—નવદુર્ગની છુપી પોલિસનો બાહોશ અમલદાર " જિતેન્દ્ર " ના છુપા વેશમાં ' ગુન્હેગાર મધુ " ની પાછળ પડેલો પોલિસ સરદાર, પાછળથી સુવર્ણનગરનો પોલિસ કમિશનર.

**વિમલકાન્ત**—મધુસૂદન તથા સ્નેહવીણાનો પિતા.

**મિસ્ટર રવીન્દ્રકુમાર**—શોભનપુરના મહારાજા સૂર્યકેતુનો પાટવી કુમાર, સ્નેહવીણાનો સખા અને સ્વામી,

**સૂર્યકેતુ**—શોભનપુરનો નરેશ, મહારાણી ભદ્રશીલાનો બાંધ, રવીન્દ્રકુમારનો પિતા

**સુન્દરકાન્ત**—સુવર્ણનગરનો સરકારી વકીલ

ઉપરાન્ત મજૂરો, શહેરીઓ, સિપાહીઓ, નોકરો વગેરે.

## સ્ત્રી પાત્રો.

---

સંસારીબાળા—વસુન્ધરાની ઉપાસક બાળા.

વિરાગીબાળા—અમરાપુરીનું ચિન્તન કરનાર બાળા.

દેવી વસુન્ધરા—સંસારના મોહમાં મુગ્ધ બનેલી સંસારી બાળાની જાજ્વલ્યમાન મનોદેવી.

દેવીઅમરાપુરી—ભવિષ્યની ભાવનાઓ ઘડનારી વિરાગી બાળાની પ્રશાન્ત મનોદેવી.

ગુલશન—વારાંગના.

સ્નેહવીણા—વિમલકાન્તની બહાદૂર પુત્રી વીણા, મધુસૂદનની વિખૂટી પડેલી બ્હેન, રવીન્દ્રકુમારની વફાદાર માલણ, સખી અને છેવટે અર્ધાંગના દીલારામની વેશધારી.

બંસરી બાળા—શોભન પુરના " કુમારી આશ્રમ " ની અધિષ્ઠાત્રી, પ્રધાન " આત્મપ્રકાશ"પાછળ લોહચુમકની માફક ખેંચાતી સુંદરી, સુવર્ણનગરના પ્રધાનપદને શોભાવનાર વેશધારી બંસીધર અતમા " મધુમસરી. "

દુલારી—દિલારામ તથા બંસીધરના કામણથી અંજાએલી, કુમારી આશ્રમની મુગ્ધ બાળા.

મહારાણી ભદ્રશીલા—સુવર્ણનગરની મહારાણી, મહારાજ સૂર્યકેતુની ભગિની

ઉપરાન્ત, સખીઓ, કુમારી આશ્રમની બાળાઓ વગેરે.

સ્થળ—નવદુર્ગ, વસંતગિરિની ટેકરી, શોભનપુર, સુવર્ણ નગર



# મધુ-બંસરી

## નાટકની રૂપરેખા.



### અંક ૧ લો.

આમુખ—સંસારીબાળા તથા વિરાગીબાળા નામની બે કુમારીઓ પોત પોતાના મનોદેવીની પ્રાર્થના કરી રહી છે, ત્યાં દેવી વસુન્ધરા તથા દેવી અમરાપુરી દર્શન દે છે વસુન્ધરા અને અમરાપુરીના મહિમાની ચર્ચા. વસુન્ધરાનેજ આમણે અમરાપુરી પોતના ભક્તજનોની ઝાંખી કરાવવા સર્વને લઇ જાય છે

---

### પ્રવેશ ૧ લો.

### સ્થળ—નવદુર્ગમાં "પ્રમોદ વિલાસ."

નવદુર્ગના જાણીતા શહેરી અને ' વિશ્વસુધારક ક્લબ "ના પ્રમુખ પ્રમોદરાયને "સર" નો ખેતાબ મળેલો હોવાથી એમના દોસ્તો એમને મુબારકબાદી આપવા આવે છે, "વિશ્વ સુધારક ક્લબ "ના મેમ્બરોની આર્થિક ઉન્નતિ સબંધી વિચાર જૉઇન્ટસ્ટૉક કંપની ઉભી કરી શોભનપુરને પવિત્ર જળથી સર કરવાનો સંકલ્પ આજનો યાદગાર દિવસ "લુખ્ખો" ન જાય તે માટે વારાંગના ગુનશનની મદદ માગવામાં આવે છે, એટલામાં જેલ તોડીને નાઠેલો કેદી મધુસૂદન ત્યાં પ્રવેશે છે. પ્રમોદરાય તથા મધુ વચ્ચે ચકમક દરમિયાન ડિટેક્ટિવ અમલદાર ઇન્સ્પેક્ટર અજીતનું સિપાઈઓ સહિત આવી પહોંચવું મધુના હાથમાં હાથકડી. હાથકડી તોડી મધુનું છટકવું પોલિસનું પાછળ પડવું

---

### પ્રવેશ ૨ જો.

### સ્થળ—વસન્તગિરિ પાસે વિમલકાન્તનું ઝુંપડું

કેદી મધુસૂદને પોતાના પિતા વિમલકાન્તને તેમજ બીજા કેદીઓને જેલમાંથી નસાડેલ છે, નાસેલા કેદીઓ વિમલકાન્તના ઝુંપડા પાસે આવે છે. વિમળકાન્તને તેની મદદની પાસે છોડી કેદીઓ

જાય છે. તુરતજ મધુસૂદનનું પ્રવેશવું મધુસૂદનના પિતાનું મૃત્યુ. મધુનો કરૂણાલાપ અને હૃદયમંથન, સમાજ સામે ઉશ્કેરાયેલા મગજની બંડખોર સ્થિતિ, એટલામાં નવદુર્ગથી આવતી મોટરમારનો અવાજ સંભાળાય છે. મોટરના ચૂરેચૂરા કરવાનો મધુનો નિશ્ચય દરમિયાન અકસ્માતથી મોટરનું ઉંધુ વળવું, મોટર હાંકનારનું નદીમાં પડવુ નદીમાં પડેલા મુસાફરને બચાવવા મધુનો નિષ્ફળ પ્રયત્ન. મુસાફરના કાગળો મધુએ વાંચવા સુવર્ણનગરમાં મહારાણી ભદ્રશીલા સામે કાવત્રાંની બાતમી. ડૂબી ગયેલા મુસાફર શોભનપુરના પ્રધાનપદ માટે સર પ્રમોદરાય તેમજ નવદુર્ગના અમલદારોના ભલામણ પત્રો લઈને જતો હતો એમ સમજતા પોતેજ મુસાફર આત્મપ્રકાશનું નામ ધારણ કરી ભલામણ પત્રોનો ઉપયોગ કરી, શોભનપુરનું પ્રધાનપદ મેળવવાનો મધુનો નિશ્ચય, એટલામા પાછળ પડેલા ઈન્સપેક્ટર અજીતનું આવવુ અજીત અને મધુ વચ્ચે ઝપાઝપી અજીતને ઘાયલ કરી મધુનુ મોટરમા બેસી શોભનપુર તરફ ન્હાસવુ

---

## પ્રવેશ ૩ જો.

## સ્થળ—શોભનપુરનું રાજ ઉદ્યાન.

"કુમારી આશ્રમ" ની બાળા સ્નેહવીણા શોભનપુરના પાટવી પ્રિન્સ રવીન્દ્રકુમારને આશ્રમના વાર્ષિક ઉત્સવ નિમિત્ત આમંત્રણ આપવા આવી છે. ઉદ્યાનના એકાંતમાં સ્નેહવીણા ગીત લલકારી રહી છે ત્યા પ્રિન્સ રવીન્દ્રકુમારનું પ્રવેશવુ, કુમારના સૂના આત્માની ભૂખ સ્નેહવીણા સંતોષે છે, અને જે "વીણા" એકવાર પોતાનાભાઈ મધુસૂદનને કેદમા જતાં બચાવવાની ખાતર રવીન્દ્ર કુમારની માલણ તરીકે ખરીદાયેલી હતી તે આજે એજ પ્રિન્સની સમોવડી સખી "સ્નેહ વીણા" તરીકે સ્વીકારાય છે સ્નેહવીણાનુ જવુ, અને શોભનપુરના મહારાજા સૂર્યકેતુ તણા નવા નિમાયેલા પ્રધાન આત્મપ્રકાશનુ આવવુ નવા પ્રધાનની પિછાણ આત્મપ્રકાશનું જવું નવદુર્ગથી સર પ્રમોદરાયની પાર્ટીનુ આવવુ. શોભનપુરને "અપ-ટુ-ડેઈટ" યાન્ત્રિક શહેરમા ફેરવી નાખવાને માટે સર પ્રમોદરાય પોતાની "શોભનપુર ઇમ્પ્રુવમેંટ કંપની, લીમીટેડ" ની યોજના રજુ કરે છે. નવા પ્રધાનની સંમતિ મેળવવા કહી મહારાજાનુ જવું.

પોતાના વચનવાળા પ્રહ્લસ્થને બદલે કોઈ બીજો પ્રધાન નિમાએલો સાંભળી પ્રમોદરાયનું આશ્ચર્ય "વિશ્વ સુધારક ક્લબ" ના મેમ્બર "જિતેન્દ્ર છુપા વેશમાં આવેલ અજીતની શંકા."

---

પ્રવેશ ૪ થો.

## સ્થળ—બિહાગવનમાં "કુમારી આશ્રમ"નો મંડપ.

આજે કુમારી આશ્રમનો વાર્ષિક ઓત્સવ છે આશ્રમની બાળાઓ એક આતરૂ દૃશ્ય ભજવવાની હોવાથી સ્નેહીલાએ કૃષ્ણનો પાઠ લીધો છે આશ્રમની અધિષ્ઠાત્રી બંસરીમાળા તથા સ્નેહલીલાનો વિનોદ મહારાજા સૂર્યકેતુ તથા પ્રધાન આત્મપ્રકાશની ઉત્સવમાં હાજરી. બંસરીમાળાને અભિનંદન, બાળાઓ તરફથી "શ્રી કૃષ્ણનું દ્વારિકા પધારવું અને ગોપીઓની વિરહાવસ્થા" નું આતર નાટક સર્વે ગયા બાદ બંસરીમાળાના પ્રેમની રવીન્દ્રકુમારે માગણી કરવી, "હું મ્હારૂં દીલ બીજા કોઈને આપી ચૂકી છું" એવો બંસરીનો ઉત્તર, રવીન્દ્રનો ક્રોધ દરમિયાન આત્મપ્રકાશનું પ્રવેશવું. રવીન્દ્રને પ્રકાશની ધમકી રવીન્દ્રનું જવું બંસરી તથા પ્રકાશ વચ્ચે લોહચુંબક. ઉભયનું સાથે જવું

---

પ્રવેશ ૫ મો

## સ્થળ—બિહાગવનનો એક કુંજ.

રવીન્દ્ર સંબંધના લેખિત પુરાવાઓ પ્રકાશ પામેથી હાથ કરી આપવાનું સ્નેહલીલાનું રવીન્દ્રને વચન અને એક યુવકના વેશમાં પ્રધાનના પ્રાઇવેટ સેક્રેટરી થવાનો સંકલ્પ

---

પ્રવેશ ૬ ઠો

## સ્થળ—પ્રધાન આત્મપ્રકાશનો બંગલો

કુમારી આશ્રમની બાળા દુલારીને આત્મપ્રકાશ પોતાની લાડકવાયી બ્હેન જેવી ગણતો હોવાથી તેણીને થોડા દિવસ પોતાને ત્યાં રહેવાને આમંત્રે છે ત્યારબાદ સ્નેહલીલા દિલારામ નામધારણ કરી પ્રાઇવેટ સેક્રેટરી તરીકે રહેવા આવે છે. દિલારામની નિમણુંક, અને દિલારામ તથા દુલારીનું પરસ્પર આકર્ષણ !

---

## પ્રવેશ ૭ મો,

### સ્થળ—આત્મપ્રકાશના બંગલાનો એક ભાગ.

આત્મપ્રકાશ પાસે સર પ્રમોદરાયની પાર્ટીનુ આવવુ યાંત્રિક યોજનાઓ માટે પ્રધાનની પરવાનગી માગવી. "સ્વર્ગની ફુલવાડી" સમુ શોભનપુર સર પ્રમોદરાયની સિન્ડિકેટના હાથમાં મૂકવાની આત્મપ્રકાશ સાફ ના પાડે છે જિતેન્દ્રે પ્રમોદરાયને આત્મપ્રકાશ એજ ગુન્હેગાર મધુ છે એમ બાતમી આપવી.

---

## પ્રવેશ ૮ મો.

### સ્થળ—આત્મપ્રકાશનું ખાનગી ઉદ્યાન.

' પુરૂષનો અવતાર વધારે સારો કે સ્ત્રીનો "—એ સનાતન પ્રશ્નના વિચારમા દુલારી તથા દિલારામ મશગૂલ છે. પ્રશ્નનો ઉકેલ "આપ પ્રાણજીવન, વ્હલાં અમે" માં વિરામે છે. દુલારી તથા દિલારામ રવાના થતાં આત્મપ્રકાશ તથા બસરીનુ આવવુ, આત્મપ્રકાશ એજ ગુન્હેગાર મધુ છે એવી "જુઠી ' અફવા સબધી બંસરી તરફથી બાતમી મળવી પ્રકાશને બચાવવાની જવાબદારી બસરી પોતાને માથે લે છે.

---

## પ્રવેશ ૯ મો

### સ્થળ—"કુમારી આશ્રમ" નું ચોગાન.

આજે કુમારી આશ્રમને તોડી પાડી તેની જગાએ ચામડાની મીલનો પાયો સુવર્ણનગરના મહારાણી અને મહારાજા સૂર્યકેતુના બ્હેન ભદ્રશીલાના હાથથી નાખવા માટે સર પ્રમોદરાયની સિન્ડિકેટ તૈયારી કરી રહેલ છે મહારાજા સૂર્યકેતુ તથા મહારાણી ભદ્રશીલા આ પ્રસગે હાજર થયાં છે. પોતાના "પ્રાણ કરતાં પણ વધારે પ્યારી" સંસ્થાને જમીનદોસ્ત થતી જોઇ આશ્રમની બાળાઓનો કરૂણાલાપ પોતાની "કાર્યકુશળતા" માટે પ્રમોદરાયની મગરૂરી અને આત્મપ્રકાશની ગભીર ચેતવણી તુરતજ બસરીએ અજ્ઞતના વેશમાં પ્રવેશી ગુન્હેગાર મધુ સામેનુ વૉરટ રજુ કરી આત્મપ્રકાશને ઉઠાવી જવો. પાછળથી જિતેન્દ્રનુ પ્રવેશનુ અને અજ્ઞત તરીકે જાહેર થવુ. બંસરીએ તથા પ્રકાશે આપેલા થાપ સબધી સમાચાર સાંભળી સર્વ દિગ્મૂઢ ! !

ઢળો.

## અંક ૨ જો.

---

### પ્રવેશ ૧ લો.

---

**સ્થળ—સુવર્ણ નગરમાં મહારાણી ભદ્રશીલાના મહેલનો એક ખંડ.**

આત્મપ્રકાશ ન્હાસીને સુવર્ણનગર આવેલ છે. અજીત પણ તેની પાછળ સુવર્ણનગર જઇ પહોચેલ છે. અજીત આત્મપ્રકાશનો પત્તો મેળવવાને માટે મહારાણી ભદ્રશીલાના પોલિસ કમીશનરની નોકરી મેળવે છે.

---

### પ્રવેશ ૨ જો.

**સ્થળ—સુવર્ણનગરમાં આત્મપ્રકાશનો ગુપ્ત આવાસ.**

દુલારી પણ આત્મપ્રકાશ સાથે સુવર્ણનગર આવી છે. દિલારામને રવીન્દ્ર તરફથી છુપા જાસુસનું કામ સોંપવામાં આવ્યુ છે દુલારીના ભોળપણનો લાભ લઇ દિલારામ આત્મપ્રકાશના ગુપ્ત આવાસમાં જઇ પહોંચે છે દુલારી તથા દિલારામ વચ્ચે પ્રણયકલહ દરમિયાન આત્મપ્રકાશનું પ્રવેશવુ દિલારામને જોઇને પ્રકાશનુ આશ્ચર્ય ! દિલારામનુ બહાર જવુ ત્યારબાદ બંસરીવાળા પ્રકાશને સાવચેતી આપવા આવે છે. પ્રકાશની અર્ધાંગના થવા માટે બંસરીની માગણી માગણીનો સખેદ અનાદર, બંસરીના દિલને આઘાત બંસરી તથા આત્મપ્રકાશ ગયા બાદ પાછળથી સ્નેહલીલાએ છુપી રીતે પ્રવેશી તીજોરીમાંથી રવીન્દ્ર સામેના પુરાવાના કાગળો ચોરવા.

---

### પ્રવેશ ૩ જો,

**સ્થળ— સુવર્ણ નગરમાં રવીન્દ્ર કુમારનો કૅમ્પ**

રવીન્દ્ર સુવર્ણનગર આવેલ છે. સ્નેહલીલા પ્રકાશની તીજોરીમાંથી કાગળો ચોરીને તુરતજ રવીન્દ્રને મળે છે સ્નેહલીલાએ યુક્તિપૂર્વક રવીન્દ્ર પાસેથી મહારાણી ભદ્રશીલા સામેના કાવત્રા સંબંધી હકીકત મેળવી. અને રવીન્દ્રને આ કાવત્રાથી દૂર રહેવાને કહેવું. પોતે કાગળો હાથ કર્યા છે એ બાતમી સ્નેહલીલાએ રવી-

ન્દ્રથી છુપી રાખવી અને પોતાના હૃદયની છુપી લાગણીઓ પ્રગટ કરવી, રવીન્દ્રે સ્નેહવીણાના પ્રેમનો તિરસ્કાર કરવો, છતા સ્નેહવીણાની તેના તરફ અનન્ય ભક્તિ કાયમ રહેવી, અને હજુ પણ રવીન્દ્રની ખાતર બંસરીને મનાવવાનું તેણીએ માથે લેવુ.

---

પ્રવેશ ૪ થો.

સ્થળ--સુવર્ણનગરનું "સુવર્ણ રેસ્ટોરાં."

સર પ્રમોદરાયની પાર્ટી હવે પોતાની "મ્હડાઇ" સુવર્ણ નગર ઉપર લઇને આવ્યા છે. સુવર્ણનગરના પ્રધાનની જગા ખાલી પડેલી હોવાથી સર પ્રમોદરાય એ જગા માટે ઉમેદવારી કરી રહ્યા છે, અને તેટલા માટે લોકમત પોતાની તરફ ખેંચવાને આજે "સુવર્ણરેસ્ટોરાં" મા કેટલાક શ્રીમાન્ શહેરીઓને એમના તરફથી ખાણું આપવામા આવ્યુ છે. ખાણાને અંતે ભાષણો થઇ રહ્યા છે ત્યા આત્મપ્રકાશ કે જેણે સુવર્ણનગરમા "જ્યોતિકાન્ત" નામ ધારણ કર્યું છે તે કેટલાક મજુરો સહિત પ્રવેશે છે. "અમીરો" તથા "મજુરો" વચ્ચે ઝપ ઝપી. છેવટે અજીત કે જે અહીંના પોલિસ કમીશનર તરીકે હાલ કામ કરે છે તેનું આવવુ અને મજુરોની ફત્તેહ.

---

પ્રવેશ ૫ મો

સ્થળ--સુવર્ણનગરની રાજવાટિકા.

દિનારામે આપેલ સ્નેહસંકેત પ્રમાણે દુલારી તેને રાજવાટિકામા મળવા આવી છે, પરતુ દિલારામને બદલે સ્નેહવીણાનો મેળાપ થતા દુલારીની નિરાશા. સ્નેહવીણાની મીઠી મશ્કરી દુલારીનું જવું અને બંસરીનુ પ્રવેશવુ સ્નેહવીણાએ રવીચન્દ્રનો સંદેશો આપવો, બંસરીનો ઉત્તર, રવીન્દ્ર સંબધી બંસરીને નિર્ભય બનાવવાના પ્રયત્નમાં સ્નેહવીણા પોતાનુ દિલારામ તરીકેનું પરાક્રમ જાહેર કરી દે છે. બંસરી યુક્તિ પૂર્વક સ્નેહવીણાએ ચોરેલા કાગળો મેળવી લે છે. સ્નેહવીણાનું જવુ પાછળથી ભદ્રશીલાને બંસરીએ સર્વ કાગળો બતાવવા અને પ્રમોદરાય તથા રવીન્દ્રનો પ્રપચ ખુલ્લો કરવો બંસરીને "બંસીધર" નામ ધારણ કરાવી પોતાના પ્રધાન તરીકે નિમવાનો મહારાણીનો નિશ્ચય.

---

### પ્રવેશ ૬ ઠ્ઠો.

### સ્થળ—સુવર્ણનગરનું જાહેર સભાસ્થાન.

આજે પ્રજાનો મત લઇ મહારાણી ભદ્રશીલા, પોતાના પ્રધાનની નિમણુંક કરનાર છે મહારાણી ભદ્રશીલા મહારાજા સૂર્યકેતુ અને રવીન્દ્રકુમાર સમક્ષ પ્રમોદરાય તથા આત્મપ્રકાશની ઉમેદવારો સંબધી ચર્ચા પ્રકાશના શબ્દોથી પ્રમોદરાયનું ઉશ્કેરાવું "બસીધર" ના લેબાસમાં સર્જી થયેલી બંસરીએ પ્રમોદરાય તથા રવીન્દ્રકુમારનું કાવત્રુ ખુલ્લું પાડવું અને પુરાવાના કાગળો જાહેર કરવા. દિલારામ સ્નેહવીણાના અસલ સ્વરૂપમાં !

ટૅબ્લો.

---

## અંક ૩ જો.

---

### પ્રવેશ ૧ લો.

---

### સ્થળ—સુવર્ણનગરમાં સૂર્યકેતુનો આવાસ

સૂર્યકેતુ રવીન્દ્રને તેના રાજ્યલોભ માટે માર્મિક વચનો કહી રહેલ છે એટલામાં પ્રમોદરાય તથા સાધુલાલ સટોરિયાનું આવવું રવીન્દ્ર તથા પ્રમોદરાય સામેના કેસમાં મહારાજા સૂર્યકેતુ ન્યાયાધીશ નિમાયા સંબધી પ્રમોદરાય સૂર્યકેતુને અર્થસૂચક અભિનંદન આપે છે સૂર્યકેતુ પ્રમોદરાયની ખાત્રી કરી આપે છે કે તેના હાથમાં તે સહી સલામત નથી શોભનપુરને પ્રમોદરાયની સિન્ડિકેટના હાથમાંથી છોડાવવાના અને સુવર્ણ નગરના લોકનાયક "જ્યોતિ કાન્ત" ( આત્મપ્રકાશ-મધુ )ના હાથમાં મૂકવાનો મહારાજાનો નિશ્ચય. "બડખોર" જયેતિકાન્ત સામે રવીન્દ્રની કટાક્ષ પરંતુ એ બડખોર પોતેજ આ કેસમાં બીજા ન્યાયધીશ તરીકે બેસનાર છે એમ કહી મહારાજાનું જવું, પાછળથી પ્રમોદરાયની મસલત સર્વે ગયા બાદ રવીન્દ્ર તથા સ્નેહવીણાનો મેળાપ છેવટે સ્નેહવીણાના હૃદયની કદર.

---

### પ્રવેશ ૨ જો.

### સ્થળ—મહારાણી ભદ્રશીલાનો મહેલ.

મહારાણી ભદ્રશીલા આત્મપ્રકાશના સમાજ-સુધારણા સંબંધી વિચાર જાણી ખુશ થાય છે, અને એ મનોહર " ભાવનાસૃષ્ટિનો પાયો " સુવર્ણનગરમાં નાંખવાનું પ્રકાશને સમજાવે છે. નવા પ્રધાન " બંસીધર " પાસે પોતેજ ગુન્હેગાર મધુ છે. એવી આત્મપ્રકાશની કબુલાત. મધુના ગુન્હાઓની વિગતવાર હકીકતવાળી કાગળી બંસીધરે મધુ પાસેથી મેળવી લેવી, એટલામાં અજીતનું પ્રવેશવું અજીતે પ્રધાન બંસીધરને ખાનગી ખબર આપવા કે સુવર્ણનગરનો ભોકનાયક ગણાતો જ્યોતિકાન્ત એજ ગુન્હેગાર મધુ છે. અજીતનું જવું અને તેને ચાપ આપવાનો બંસરીબાળાનો સંકલ્પ. દુલારીનું પ્રવેશવુ પ્રધાન બંસીધર તથા દુલારીનું પરસ્પર આકર્ષણ અને પ્રધાન તરફથી દુલારીને મુદ્રાની ભેટ બંસરીનો મેળાપ કરાવી આપવાનું પ્રકાશને વચન આપી બંસીધરનું જવું. દુલારી ગયા બાદ બંસરીનું આવવુ અને મધુ-બંસરીનું પ્રથમ પ્રેમદર્શન ત્યારબાદ સ્નેહવીણાનું પ્રવેશવુ અને ભાઇ બ્હેનનો અણધાર્યો મેળાપ.

---

### પ્રવેશ ૩ જો.

### સ્થળ—સુવર્ણનગરમાં રવીન્દ્રનો કેમ્પ.

રવીન્દ્રની સ્નેહવીણા તરફ મમતા. એટલામાં અજીતે આવી રવીન્દ્રના બચાવનો માર્ગ બતાવવો પોતાના બચાવની ખાતર પોતાની પ્રિયતમાના ભાઇ ઉપર ઘા કરવાની રવીન્દ્રે સાફ ના પાડવી.

---

### પ્રવેશ ૪ થો.

### સ્થળ—દુલારીનો લતામંડપ.

સ્નેહવીણા તેમજ બાજી સખીઓ તરફથી મુગ્ધ દુલારીની મીઠી પજવણી, સખીઓ ગયા બાદ પ્રધાન બંસીધરનો પ્રવેશ. ગરબાવાળા બાળા છેવટે " જરા કહોજી સાંવરિયા, શા જાદુ કર્યાં ! " ની સ્થિતિ પ્રાપ્ત કરે છે.



## પ્રવેશ ૫ મો.

### સ્થળ—સુવર્ણનગરની કોર્ટ

સુવર્ણનગરમાં મહારાણી સામે કાવત્રુ રચવા માટે પ્રમોદરાય તથા રવીન્દ્રકુમાર સામે કેસ ચલાવવામાં આવે છે. પ્રથમ મિ૦ સાધુલાલ સટોરિયાની "ઉત્તમ જુબાની" અજીતે પોતાની જુબાનીમા ન્યાયાધીશ જ્યોતિકાન્ત પોતેજ ગુન્હેગાર મધુ છે એવુ જાહેર કરવુ. પ્રધાન બસીધરે વચમાં પડી અજીતને થાપ આપવી, રવીન્દ્રે ગુન્હો કબુલ કરવો. કેશનો ચુકાદો મૂલતવી રહેવો

---

## પ્રવેશ ૬ ઠ્ઠો.

### સ્થળ—સુવર્ણનગરમાં "વસન્ત વિહાર."

આજે મહારાણી ભદ્રશીલાનો જન્મોત્સવ હોઇને મહારાણી અમલદારો, "તથા નગરજનો "વસન્ત વિહાર" નામના ખુશનુમા ઉદ્યાનમાં ભેળા થયેલ છે. મહારાણીના જન્મોત્સવની ખુશાલીમાં લોકોના હિતમાટે એક જાહેરનામુ બહાર પાડવુ રવીન્દ્રકુમારને માફી પોતાના કારખાનાઓ વગેરે મજૂરોના લાભ માટે મુફત કરવાની તેમજ હવેથી લોકસેવાનુ કાર્ય શરૂ કરવાની શરતે પ્રમોદરાયને માફી મળવી અજીતનુ આવવુ અને પ્રધાન બસીધરને પકડવાનો પ્રયત્ન. ભદ્રશીલાએ બસરીવાળાને જાહેર કરવી કાયદાને અને અજીતને તાબે થવાની આત્મપ્રકાશની તૈયારી એટલામાં મહારાજા સૂર્યકેતુએ ગુન્હેગાર મધુ માટે નવદુર્ગાથી માફીપત્ર મેળવી હાજર થવુ આત્મજ્યોતિરૂપ મધુ-બસરીને રાજા તથા પ્રજાનાં વધામણાં.

---

# મધુ-બંસરી

નાટકનાં ગાયનો.

## અંક ૧ લો.

૧

સંસારીબાળા તથા વિરાગીબાળા—

વંદુ મનોદેવ,
શાશ્વત શિવાગાર,
સુખ રૂપ સદાનંદ, પ્રિયનંદન પ્રિયેશ—વંદુ૦
બંસીધર તું પ્રાણ,
પ્યારો દિલારામ,
જીવનભર સુકાન, નવનવીન તું હંમેશ—વંદુ૦

૨

અમરાપુરી—સુરગંગા જો સરંતા,
અજવાળા પુણ્યવંતા,
વિરાગીબાળા—હિમધવલાં મંગલા એ
અમર અત્રની ઉતર્યા. —સુર૦
અમરાપુરી—મોહ અવનીન શમાવો,
સંસારીબાળા—સ્વર્ગભુવનો એ બતાવો,
દિવ્ય દિલડાથી ઝિલાવો,
સર્વ—આજ રાજ નિરખશું ન્યારા —સુર૦

ગુલશન— ૩

હાં નેનોથીશું સતાવો દરદી દિલને?
વાણીથી શું રીઝાવો હસતે મુખડે?
પડુ પાયે ના મનાવો તમે --હો૦
હું છું દુભાઈ, હું છું રીબાઇ,
નેન થકી પ્રિય હું છું ઘવાઈ,
દો અમી મીઠી એ દવાઇ,
આલિંગો પ્રાણને —હો૦

---

સ્નેહવીણા— ૪

ગાન સૂણાવો મધુરાં દિલથી,
સુખની રજની સૈયા સ્નેહી કાજે—ગાન૦
પલ પલનાં ગીત પ્યારાં ગવરાવો,
વેગે વધાઓ ઉર રંગ આજે —ગાન૦

---

સ્નેહવીણા— ૫

સ્નેહી સખી છુ, પ્રભુ હુ તમારી,
ભૂખી હું તો ભાવની સદાની,
ઓવારૂં પ્યારા સખા પરે પ્રાણ આજ-સ્નેહી૦
પૂજું જીગર કુમારૂ દિલારામ,
દિલ આપીને લેવાં દિલડાં,
કુમારા, દુલારા, અનેરાં એ દિલ રાજ-સ્નેહી૦

બંસરીબાળા— ૬

મીઠી મીઠી તાન હૃદય સુણાવી,
શુદ્ધ બુદ્ધ સહુ મ્હારી મીટમાં હરાવી—મીઠી૦
પ્રાણમોહન દિલહર કોયલ?
રાગિની મંજુલ ગા નિત વ્હાલી— મીઠી૦

૭

સ્નેહવીણા—રાખો છો કાનનાં દુલારી, જાઉ હું વારી,
શાને લજાવ છો કુમારી!
બંસરીબાળા—નાહાની નારી —રાખો૦

સ્નેહવીણા—ભૂલ્યાં ગોપાલ હૈયાહારને મ્હેયારી!
ભૂલ્યા એ વ્હાલા કામણો શું પ્યારી?
બંસરીબાળા—હારી હું હારી —રાધા૦

૮
[રાસ]

રાધા તથા ગોપીઓ—
બંસી મહિં પ્રાણ વસ્યા હાં શ્યામળા,
પ્યારી એ પ્રાણથી!
કાન કેરી હૈયાહાર એ માનની!
ગોપી શું કામની?—બંસી૦
કૃષ્ણ—હો બંસી કે ગોપીઓ કાન તણાં સૌ પ્રાણ,
રાધા, ધેનુ, ગોપ, વ્રજ, સહુપર એ કુરબાન
રાધા—વાણી વદી જાદુ ભરી, હૈયું હરી સ્મિત કરી,
હાં કાનુડે ભૂલાવ્યાં ભાનથી. —બંસી૦

૯

બંસરીબાળા—શોભન લોભન જડ દેહ ન વરીએ,
વરીએ પ્રભુનું નૂર જ્યાંહિ —શોભન૦
ના મોહ માયા કીર્તિ પૂજીએ,
ના કો,' ચમકથી રીઝીએ,
નહિ આત્મ વિણ સુખ ક્યાંહિ—શોભન૦

બંસરીબાળા— ૧૦
જાગી જ્યોત જાગી હૃદયની જ્યોત જાગી,
બંસીઓ સાથ વાગી,
આત્મની તાલિ લાગી,
પ્રાણની ધુન મધુરી એ સુભાગી —જાગી૦
સ્વર્ગ અવની સૌ સુહાયે,
દુઃખ દિલમા સમાયે,
સર ઉર ઉરના પૂરાયે,
થાજો સ્નેહયોગી, સ્નેહભોગી સ્નેહરાગી—જાગી૦

દુલારી— ૧૧

ચંદા જયમ ચમકે હાં,
પ્રિય જનનાં આગણુ ઝળકે, હાં ઝળકે,
તન મનમા પ્રીત ધબકે, વીજ ઝમકે, —ચંદા૦
નયન ના ધરાયે, સ્મિત ઉભરાયે,
ઉરે ઉમગ, ઝરે આનદ
જયમ સરવર છળકે,
મુખ મળકે, પ્રાણુ મળકે, —ચંદા૦

૧૨

દુલારી—પ્રાણુ પ્યારા એ,
મીઠડાએ, રતિસમા એ, લજાયે સુહાયે નેનરે
—પ્રાણુ૦

રતિશી કામણુગારી કાયા,
દિલારામ—મદન મોહન વાહ રાયા !
દુલારી—ઉતરી આલમ મોહમાયા,
દિલારામ—વરી આ વ્હાલમને ! —પ્રાણુ૦

૧૩

દુલારી—આપ પ્રાણુજીવન વ્હાલા અમે,
નયન મિલાવ્યા જીગર ખિલાવ્યા,
પાઈને મધુરા અમૃત અમૃતા,
દિલારામ—રસિક છો નવેલા હો. —આપ૦
દુલારી—મોહન સ્નેહની સુરભિ લાવો.
સુરભિ-વાહન વાયુ મિલાઓ,
સસાર પથે કુમુદો ખીલાઓ,
દિલારામ—ખિલાવું શુ ખિલેલાં જયા ? —આપ૦

૧૪

બસરી—હૈયાં કેરા ચેતન થમકિયા, તમ સહુ— હૈયા૦
આજે નવી ભૂમી મેયા,
ભાવ ભીના દિલ કર્યા પ્રેમે પુનિત —હૈયા૦

હાંઝયાં દેશ કાજે,
હૈયે માત રાજે,
નવ નવ આશા આજે,
મંગલ ઉભરિયાં,
ભાવિ ઉષા ઉગી સૈયાં,
ઝીલ્યા જેણે તેજ ચુમ્બુ પાપ પુનિત—હૈયાં૦

૧૫

કુમારી આશ્રમની બાળાઓ—

વ્હાલી આ બચાવો વાડી સ્વર્ગ સમી.
દયાલુ ઉગારો લાલા હૈયે અમી,
ઊનાં આંસુ ખાળો. —વ્હાલી૦
આપે ખિલાવી સિંચીને સ્નેહથી જે
સ્વામી ! શોભાવી પ્યારી તેજથી જે,
તાત ઉદ્ધારો રહેમથી એ,
અંજલિ પ્રાણુ પાઓ. —વ્હાલી૦

## અંક ૨ જો.

ભદ્રશીલા— ૧૬

જગ મહિં જીવન ધરીને સુકૃતિ કરવી રે,
રાચવા જગપતિ રે
હારી જશુ રે જીંદગી પળમાંહિ રે,
કર્યો ન સંગ સાધુ થકી,
માયામાંથી કોઇ નહિ ઉગરે —જગ૦
આત્મા દઇને કોણુ મોહલોભ વરશે રાજ તાજ ?
છોડીશું નિજ હૃદય-રાજ ?
જુગે જુગે માગીએ તનમનથી !
સંતાન તણા પાદ પૂજીયે રે,
રાચવા જગપતિરે—જગ૦

ફુલારી— ૧૭

રસિકો દેશ સરદાર વનમાળી લાગો,
સુંદરીઓ આપે પ્યારા આપ કદિ માગો.
શુભ ધવલાં ઉજ્જવળિયાં ઉરોને પ્રાણધાર—
દિલદાર શોભાવો—રસિકો૦
ચંદ્ર સમું મુખ, વાણી સુધાની,
નેન મહિ ભરી દિવ્ય ખુમારી,
મોંઘામૂલનાં દિલ હરણાં સ્મિત પરાગ સુરલોક,
મોહાવો—રસિકો૦

---

બસરીબાળા— ૧૮

અમર રહો સહુ આશા,
હૈયે અવધ હો ના,
નવ હો જીગર રસહીન,
આશ વીણ શ્વાસ હો ના—અમર૦
નેનન દે નવ નાથ,
હાંને લૂટ તેજ પ્યારાં,
પ્રિય સૂર સુણાવી પ્રાણ,
તાર ન તૂટ દિલહારા—અમર૦

---

સ્નેહવીણા— ૧૯

સ્મરજો પ્રેણી દિલ પ્યારાં,
નહિ ભૂલી જીવનભર વ્હાલાં,
એજ માગું પ્રિયજન જાણી બાળા—સ્મરજો૦
પ્રેમ એજ પ્રાણ માનો,
પ્રેમ દેવ આત્માનો,
પ્રેમ એ વિસામોરે હા (૨)
રે હાં જામ એ સુધાનો,
મોંઘાં મળો એ ખજાનો —સ્મરજો૦

૨૦

આત્મપ્રકાશ તથા મજુરો

જીવન જગતનાથ હાથ ધરીએ,
હાથ ધરીએ, સાથ તરીએ,
જરી ન ડરીએ જગત —જીવન૦
સજ્જન ગરીબ કરીએ સાથ,
સધન અધમ તજીએ હાથ,
પુનિત બની, સત્યશાલી, સ્નેહમાલી,
પરમ શરણુ ધરીએ મરીએ તરીએ—હાથ.

દુલારી— ૨૧

હા અર્પ્યાં આ તનને પ્રાણુ જો મળે,
નિજ પ્રિયને માટ સર્જ્યાં
મૂલ તનના માન મનનાં પ્રેમ ઝરે—હાં૦
• જ્યાહિ મળતાં પ્રેમઝરણાં—
પાય પડતાં દેહ દિલડાં,
પ્રેમ જપતાં પ્રેમ તપતા,
પ્રાણુ-કુસુમ મમ આર્પ્યાં,
સ્નેહી શરણે—નાથ સહને સાથ જે કરે—હા૦

બસરી- ૨૨

નવ આ વ્હેચ્યા પ્રાણુ વિહરવા પ્રભુથી ન્યારા,
નવ કામારે મ્હારે લાંછન, સ્નેહજ સ્વામી અંતરના—નવ૦
નહિ પાપીને આ દિલ વરવા,
પણ તન મન ન્યોછાવર કરૂં હા,
ખરા પ્રેમીના પુણ્યકરા પૂજન ઉજવવા —નવ૦

બસરી— ૨૩

આશા નવ વન રસભર નારી,
શોધતી હું મહાદેવી દુલારી,
ભેટયા પ્રાણુસમા માલી —આશા૦
પ્રાણુ આદેશ શિર સાટે ધારી
થાઇશ હું જળધારી —આશા૦

વારાંગનાઓ—                ૨૪

મોરી બૈયા ન પકર, ગિરધારી શ્યામ,
ચલી ભરન નીર જમુનાકે ગામ                —મોરી૦
તુમ તો જાયે સોતન સંગ રહેતે,
અબ તો સહન પ્યારી શ્યામ                —મોરી૦

અંક ૩ જો.

સૂર્યકેતુ—                ૨૫

અગનઝાળ સમો સ્વાર્થ પ્રમાણો,
દહન સદા એ દરે,
સળગે દેહ જયા અંગાર મુકાણો                —અગન૦
અન્યનાં દિલડા બાળવા કેમ અંતર બળાવો ?
મોહ મહિ ભાન ગયું
જીવનનું સુકાન ગયું માનો                —અગન૦

૨૬

સ્નેહવીણા—સ્નેહનાવ તારીશું સાથ વ્હાલમા                —સ્નેહ૦
રવીન્દ્રકુમાર—પ્રાણો જડશું ગ્રહી હાથમાં હાથ
સ્નેહવીણા—સાથે મરીશું તરીશું કૃપાનાથ,
હા હૈયાના હાર વ્હાલમા                — સ્નેહ૦
વીજ ઝબકાર સાથે સહીશું
જઈશું દીનાનાથ સાગર કાંઠે,
રવીન્દ્રકુમાર—નાવ દઈશું સુકાનીને હાથે,
સ્નેહવીણા—ઉતરશું પ્રભુ સાથ પાર,
પાર સંસાર સાથ વ્હાલમા                —સ્નેહ૦

બંસરીબાળા—                ૨૭

દિલની છે દિલ દવાઈ,
ચાહે મારો વા ઉગારો                —દિલની૦
હતી પ્રેમની હું કામી,
કરી જ્ઞાનયોગ લ્હાણી !
વિણ નેહ એ નકામી                —ચાહે૦

પ્રીત ભરતની હું પ્યાસી,
નહિ કામ મોહ દાસી,
નાહી ભોગની વિલાસી,
પ્રભુ સ્નેહના છે રાગી
સુર લોક સ્નેહ રાગી,
વિણુ સ્નેહ સૌ અભાગી. —ચાંદે૦

બાસરીબાળા— ૨૮

હો તેજનાં ઝરણુ
રજની પ્રિય સંગ —હો૦
અંજન જો હું, તમ નેનો નૂર
હું રસ તમ હો રંગ —હો૦

સ્નેહવીણા— ૨૯

ભાગ્યવંત ભુવન ખરે,
તમ પગલે કુસુમ સરે—ભાગ્ય૦
સુભગ શીતલ સ્નેહઝરણુ,
આગણુ રસસ્રોત ઝરે,
સુભગ જીવન સુભગ આલમ,
જહિ સુભગા સાથ કરે—ભાગ્ય૦

સ્નેહવીણા— ૩૦

પુણ્ય પથે સુવાયુ સુગંધી
પુણ્ય પથે મધુરાં સુપંખી,
દેવ દેવી સરીખાં સુપંથી,
પ્રાણ પ્રાણે વધાવે ઉમંગી.
થઉં હું પીયુની સારથિ, લઇ સાથમાં ઉડું મમપ્રાણ;
નવ હું ભૂલાઉં નાથથી, નવ માગતી બીજી સુખ લ્હાણુ૦
નાથ સાથે
નાથ હાથે
નાથ માથે મુકુટ સુરંગી —પુણ્ય૦

૩૧

**સ્નહવાણા તથા સખીઓ.**

હાં હાં રે નવ નવલાં,
શરમાળ દિલબર દિલહર વ્હાલા !

**કુમારી**—આપો દુઃખ અપાર અમને આમ શાના ?
**સખીઓ**—સુખકર પ્રિયવર શ્યામ—
તન મન જોબન આપ્યા—શરમાળ૦
બાળસમા સુકુમાર શા તુજ અભિનય વ્હાલા
**કુમારી**—પાય પડું, દઉં સમ સહુ મ્હારા,
**સખીઓ**—દે સમ તુજ પ્રિય પ્રાણ—
તન મન જોબન અર્પ્યા પ્યારા—શરમાળ૦

**કુમારી**— ૩૨

જરા કહો'જી સાવરિયા, શા જાદુ કર્યાં ?
જાદુ કર્યાં, મન ઘેલાં કર્યાં —

હતું મમ દિલ ભોળું બાળ, નહિ સમજ્યું કુમારૂ કાં
કાતિલ તમારા કામણે, બાળા દીવાની થઈ,
જીગર ઘમ લૂગી લઇને ના દવા પાગલને દેશો કંઇ,
જીવન વિનાની વેલીને પ્રીતિના પાણી પાશો નહિ—
હાર્યાં અમ પ્રાણ નેહે નાથ, કરૂં વિનતિ સતાવો નહિ
મોહન તમારા હાસ્યથી નેનો નચાવો નહિ;
શરમવશ મુખે કહેવું શું દયા ઘાયલની લાવો કંઈ
શરમ આંખોની રહેતી હો, કલેજાં કૂણાં કાપો નહિ—૧

**સર્વે**— ૩૩

આત્મ જ્યોત પ્રકટાવ જ્યારે,
નાથ કરી તું કૃપા,
સુરમ્ય ગંગ ધારા અવની ઉતારે —૧
નિશ દિન ફુલ સહ આવું મંદિરીયાં,
નિશ દિન પાય હું પડું, તોયે ના મળીયાં;
આજે કર્યું દિલ અરપણ-કરી તેં દયા !—૨

**સમાપ્ત.**